શ્રી ગણેશાયનમઃ

# कनक केशरी.

## નાટકનાં ગાયનો.

રચવી અને છપાવી પ્રસિદ્ધ કરનાર


વીઠ્ઠલદાસ હેમજીભાઇ ભાવનગરવાળા.

શ્રી વિજય નૌતમ નાટક સમાજના માલીક


પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું ગ્રાંટરોડ બે નંબે થીએટર, મુંબઈ




શાહ ખુબચંદ અમીચંદના ધી સુરત જઈન એ પ્રી. પ્રેસમાં

મણુશંકર નરભેરામ વ્યાસે છાપ્યું ખપાટીઆ ચકલા-સુરત.

આવૃત્તિ ૮ મી ) (પ્રત ૨૦૦૦

સંવત ૧૯૭૬) (સને ૧૯૨૦


કિંમત ૦-૩-૦

## અમદાર મુંબાઇ સરકારની

ગવર્નમેન્ટ લેબોરેટરીમાં વિદ્વાન સરકારી ડાકટરે અમારી બનાવેલી બાદશાહી યાકુતી અનંગ વિલાસની ગોળીઓ એનાલાઇઝ કરીને તેમાં કોઇપણ જાતની નુકશાનકારક ચીજ નથી એવું સરટીફીકેટ આપેલ છે. અને એ ઉમદા રજવાડી દવા અકસીર હોવાથીજ વિલાયતમાં પાસ થયેલા મોટા ડાકટરો, રાજા મહારાજાઓ, નવબો તથા દેશી અને અંગ્રેજ ગૃહસ્થો અને મોટા સરકારી અમલદારોમાં પણ બહુ વખણાય છે.

# બાદશાહી યાકુતી.

## અનંગ વિલાસ.

ગમે તે કારણથી ગુમાવેલી તાકત પાછી લાવે છે. પુરૂષાતન કાયમ રાખે છે. આ રાજવંશી યાકુતી વીર્યવીકારના તમામ વ્યાધી મટાડે છે, અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. ખરી મરદાઈ આપનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર. આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કોઇપણ જાતની પરેજીની જરૂર નથી, ૪૦ (ગોળીની ડબી એકના રૂપીયા ૧૦)

## બાદશાહી યુનાની લેપ.

ઉમદા દવાઓમાંથી આ લેપ બનાવેલ છે. અને તે નસોને પુરતી તાકાત આપે છે. ખરૂં પુરૂષાતન લાવવા માટે આ લેપ ફતેહમંદ ઇલાજ છે, આઉંસ એકની ડબીના રૂપીઆ આઠ. તમામ દવાઓનું પોર્ટ ખર્ચ જુદું.

**ડાકટર કાળીદાસ મોતીરામ—રાજકોટ—કાઠીયાવાડ.**

श्री हरि ॐ परब्रह्म परमात्माने नमः

# કનક-કેશરી નાટકનો ટુંક સાર.



## અંક ૧ લો.

### પ્રારંભ પ્રાર્થના.

**પ્ર. ૧ લો રાજ દરબાર**—રાજ્યારોહણના શુભ પ્રસંગપર આવા વિશાળ રાજ્યના રાજા બનાવવા સંબંધી રાજા કનકસીંહ તથા કુમાર વિગેરેની પ્રભુ પ્રાર્થના યુવરાજ કનકસીંહના રાજ્યારોહણનો આનંદ, પિતાને પગલે પગલે ચાલી પ્રજાને પુર્ણ સુખશાંતિથી સાચવવા સંબંધી રાજ્યારૂઢ રાજાનાં પ્રતિજ્ઞા વચન, રાજા પ્રજાની ઐકયતાનુ દિગદર્શન, મુખ્ય મંત્રી કીર્તિપસિંહ. અને મુખ્ય સરદાર કલ્યાણસિંહ વચ્ચે " દરબાર ભરવાના ધારા " સબંધી વિવેચન, નાયકાઓના નૃત્યગાન રાજા પ્રધાન વચ્ચે ઉપજેલું વૈરનું ઝનુન.

**પ્રવેશ ૨ જો અંતઃપુર**—પ્રિયતમની પધરામણીપર રાણી ભાનુમતીના વિરહોદગાર, પ્રિયતમ પ્રિયતમાં વચ્ચેના પ્રબળ પ્રેમોદગાર

**પ્રવેશ ૩ જો ચપલાનું મકાન**—વિધવાપણાની વિપતિથી કંટાળી અને સરખી વયની સૌભાગ્યવતિ સુંદરી યુવતીઓનાં સુખ ભોગ ભાળી સંતાપ પામતી ચપલાના અંતઃકરણના ભભાખાના ઉદગાર ઉંધી કેળવણી લઇ " પોથીમાંના રીંગણા " જેવો પંડીત બનેલા નકલી સુતારાના સાથી અને ચપલાપર આશક થયેલા સીંહલજીનું આવવું. પોતાની પંડિતાઇ

અને પ્રપંચાદિનું ગોટાળા ભર્યું ગાડું ગબડાવવું, અને યોગ્ય વયે આવેલી કુંતલાના વરની શોધ કરવાનો નિશ્ચય કરીને જવું.

પ્રવેશ ૪ થો. કેશરી ભુવન—નાયકાઓના નાચરંગ સાથે શરાબીતાનમાં ગુલતાન બનેલા, અને કૌટિલ્યતાના ભોગ થએલા કેશરીસીંહના પોતાના મોટાભાઇ કનકસીંહ પ્રત્યેના કુટિલ ઉદ્‌ગાર, મહારાજા કનકસીંહનો પત્ર લઇ કુસુમપૂરથી વૃન્દા દાસીનું આગમન, પત્રપાઠ કરતાંજ કેશરી ક્રોધાયમાન. વૃંદા પર અત્યાચાર, રાણી ભાગીરથીને હાથે વૃંદાનો બચાવ. સાધ્વી ભાગીરથીના સ્વર સ્વામી પ્રત્યે કુટુંબકલહ નહીં આદરવાના આવશ્યકિય ઉદ્‌ગાર કેશરીએ તેનો કરેલો તિરસ્કાર અને અવશ્ય યુદ્ધ આરંભવાનો નિર્ધાર.

પ્રવેશ ૫ મો કૌટિલ્ય ભુવન—મહારાજા કનકસીંહે કરેલા અપમાનનો ભીષણ પ્રતિ શોધ લેતા સંબંધી કૌટિલ્યસીંહના કૌટિલ્ય ઉદ્‌ગાર. કળાવતીનો સાહેલીઓ સંગે વાણી વિનોદ અમવયસ્કી સખીઓની ઠંડી ઠઠોળી, કુમાર કુસુમસીંહ અને કલાવતીનું પ્રણય મિલન—તથા ઉભયે એકી સાથે નિરાધારેલું સમર ભુમિનું ગમન.

પ્રવેશ ૬ ઠો ચપલાગૃહ—કુંતલા—કિશોરનો માર્મિક પ્રણય વિનોદ અને અરસપરસ એક બીજા સાથે પરણવાની લીધેલી પ્રતિજ્ઞા, સિંહલજીનું આગમન કાપટ્યમુર્તિ કુંતલાનું વિલક્ષણ વર્તન અને કુંતલાને નિહાળી સિંહલજીના અંતઃકરણનું થએલું પરિવર્તન ચપલા સાથે કુંતલાના વર સંબંધી વિવેચન સીંહલજીની મુર્ખાઇ પર ચપલાને થએલો ક્રોધ ઉભય વચ્ચે ઉપજેલો વિરોધ—

**પ્રવેશ ૭ મો. સમરભૂમિ**—કનકસીંહની યુદ્ધ શિબિર રણભુમીમાં અગાઉથી આવી પહોંચેલાં કેશરી અને કનકનાં સમરસ્થાનમાં જોરો,—ભાઇ ભાઇ વચ્ચે ભીષણ યુદ્ધ આરંભી નાહક નિર્દોષ યોદ્ધાઓનાં રૂધિરો નહીં રેલાવવા સંબંધી " રાજા કનકસીંહના કેશરીસીંહ પ્રત્યે—

"ધીક્કાર લાખોવાર એ અન્યાયના સંગ્રામ છે,
લક્ષણ નહિ એ ક્ષત્રિનાં પણ નીચ નરના કામ છે,
ક્ષત્રિ કુલ ગૌરવ ત્યજી નવ અશુભ પંથે ચાલવું,
કરી કીર્તિ અથવા વીરતા કાં સ્વર્ગમાં અંતે જવું."

વગેરે વગેરે બોધ વચન, કેશરીએ તેનો અસ્વીકાર કરવાથી જાગેલો ભીષણ સમરાનલ, બોદ્ધા કૌટિલ્યસિંહે શિબિરમાં લગાડેલા દાવાનલ. કટોકટીના કારી સમયમાં રાણી ભાનુમતિ તથા બાળક કુમારને લઇ રક્ષણાર્થે કલ્યાણસિંહનું ગમન અધર્મ યુધ્ધે કેશરીનો વિજય— ટેબ્લો,

## અંક પહેલો સમાપ્ત.

### અંક ૨ જો.

**પ્રવેશ ૧ લો. અરણ્ય**—અધમ યુદ્ધથી જય પામેલા કેશરીસિંહનું સ્વ સૈન્યસહ નીકળવું અને કનકસિંહને જીવતો યા મુએલો પણ પોતાની સમક્ષ રજુ કરવા કૌટિલ્યસિંહને રવાના કરી પોતે કુસુમપુરમાં સ્વસત્તા સ્થાપનાર્થે જવું.

**પ્રવેશ ૨ જો**—સળગેલી શિબિરમાંથી ભાનુમતિ વગેરેને સહીસલામત લઇ ગુપ્ત સ્થાનમાં કલ્યાણસિંહનું આગમન, રાણીનુ આક્રંદ. કુમાર કુસુમને શીખામણ [illegible]. પ્રવેશ "રાજા કનક-

શોધતા શોધતા આગમન—બંને બાહનું પુનર્મિલન, ઉભય વચ્ચે ચમત્કારક સંવાદ બાદ ભીષણ રણસંગ્રામ દરમ્યાન દીવાની સ્થિતિમાં ભાનુમતિનું આગમન બોલી ડીયર વચ્ચે પુનઃ ભયંકર સંગ્રામ બીજી બાજુથી કુમાર કુસુમસિંહનું માતાની મદદે આગમન. કુસુમદ્વારા કેશરી, અને કોટિલદ્વારા કુસુમ ઘાયલ ટેબ્લો.

પ્રવેશ ૬ ઠો—કોરટે ચડેલા સીંહજીનું એક વખત પર ગેલ ચપલા સાથે સમાધાન કરવા માટે ચપલા મહે આગમન. કુંતલ કિશોરના પ્રણય મીલનનો નાટય પ્રયોગ અને કિશોરે ભજવેલો અત્તર ગુલાબવાળાનો સ્વાંગ. પ્રિયા પોપટનો આંતરિક ઉમંગસીંહજીની મુર્ખાઈનો પુનઃ જામેલો રંગ ઢંગ, ફરીથી સીંહ, ચપલા વચ્ચે જામેલો જંગ.

પ્રવેશ ૭ મો—વિરામપુરમાં કલ્યાણસીંહનું મકાન—અપ્સરા જાની મદદે જતાં જખ્મી થએલા કુમાર કુસુમસીંહને આરામ માટે કળાવતીને પોતાના નીવાસમાં સોંપી કલ્યાણસીંહને પુન પોતાના રાજા રાણીની સેવા માટે અરણ્યપંથ પ્રયાણ કુમારસીંહની પિતૃભક્તીનું અલૌકિક પીછાણ, પ્રણયી પ્રણયીનીના પવિત્ર પ્રેમની પરસ્પર લ્હાણ, બાદ ક્રુર કોટિલ્યસીંહનું અચાનક આગમન, કુસુમકળાના વીરત્વ વચન પીતા પુત્રી વચ્ચે ભયંકર યુદ્ધ અંતે એ પ્રેમી પંખીને ક્રુર કેશરી જાળી પહોંચતાં થએલું મોટી બંધન.

## અંક બીજો સમાપ્ત.

## અંક ૩ જો.

**પ્રવેશ ૧ લો અરણ્ય**—ઘનઘોર અરણ્યમાં રાણી ભાનુમતિનો હૃદયભેદક વીલાપ રાજા કનકસીંહ અને રાણી બન્ને બેભાન. રાજા રાણીની એ ભીષણ પરિસ્થિતિ પર વીર કલ્યાણસીંહનો કરૂણામય પોકાર અને,

"દશાના દોર દારૂણ દુર્દશા એ દુખનો દરીયો,
અરે મૃત્યુ ભૂમિમાં છે કસોટી કાજ એ ભરિયો,
કંઇ આનંદ મંગલને કંઇ વરસાદ અશ્રુનો,
હસે છે કોઇક વ્યકતી ત્યાં રડે છે કોઇ વ્યકતીઓ,

દશાના દારૂણ દોર સંબંધી અસરકારક ઉદગાર સીપાઇદ્વારા કુસુમ કળા કેદ થયાના મળેલા સમાચાર, બાદ રાણીને નીર્ભય કુસુમ કળા કેદ થયાના મળેલા સમાચાર, બાદ રાણીને નિર્ભય સ્થાનમાં સેવા સુશ્રુષા માટે કલ્યાણ લઇ જાય છે. તે દરમ્યાન બેભાન થયેલા રાજા કનકસીંહના હાથમાંથી હથીઆર છીનવી લઇ કોટિલ્યસીંહ તથા ક્રુરસીંહ કુટીલતાથી તેને કેદ કરી લઇ જાય છે.

**પ્રવેશ ૨ જો કોટવાલ ચક્રસીંહનું** દિવાનખાનું—ઓફીસના કારકુનોથી કંટાળેલા ચક્રમસીંહનું પટાવાળાપર રમખાણ—શરાબીતાનમાં ગુલતાન—નાયકાઓ સાથે નચાવેલા નાચગાન, ચપલાએ ચલાવેલાં ચપલ ચક્ષુબાણ સીંહ ચપલાના કરેલા હસ્ત મેળાપનું ઉરસપાણ—"

**પ્રવેશ ૩ જો કેશરીં ભુવન**—કરેલાં કોટી ક્રુર કાર્યોથી કોટિલ્યને થતો આંતરીક પશ્ચાતાપ, કેશરીએ તેને કરેલી કેદ, કુસુમ

કુમારને કેશરીના હુકમથી દેહાંત દંડની સજા, કલાવતી અને વંદા દાસીને દેહાંત દંડની સજા તથા ન્હાના કુવર કીર્તિ સીંહને પૃથ્વી પર પટકાવી મારતાં ભાગીરથી રાણીએ કરેલો બચાવ.— દેખલો.

પ્રવેશ ૪ થો જંગલ—બાદ સીપાઇઓ કુસુમ કુમારને મારવા લાવે છે તે દરમ્યાન સંતુના લીબાસમાં વીર કલ્યાણસીંહ આવી પહોંચી ઉપદેશના પ્રચંડ મારથી તેમની મતી ફેરવી નાંખે છે. સેતાનોનુ સાધુઓના રૂપમાં પરીવર્તન થાય છે.

હજારોનાં ગળાં ફંસી, પ્રપંચી પેચમાં પેસી,
કતલ નીર્દોષની કરવી, બળી એ નોકરી કરવી—૧
ત્યજી દઇ પ્રાણુની પરવા, કદી જઇએ અમે મરવા,
છતાં માલીક બે પરવા, બળી એ નોકરી કરવા—૨
કરી પ્રાણાહુતી રહીએ, કદર જયા થાય ના કંઇએ.
નીરંતર રોદણાં રડીએ બળો એ નોકરી કરવી —૩
પરાધીન પીંજરે પડીએ, પરીણામે રડી રહીએ,
ખુશી થઇ વિશ્વે વિચરીએ, બળો એ નોકરી કરવી.—૪

બધારે શબ્દોથી એવી અત્યાચારની નોકરી નાંહ કરવા સખ્ત પ્રતીજ્ઞા લે છે. કલ્યાણસીંહ તેઓને તથા કુમારને લઇ કનક સીંહને મુકત કરાવવા રવાના થાય છે
દીવાની બની પુત્રને શોધતી ભાનુમતીને ભાગીરથી સાથે મેળાપ થાય છે. બાદ કળા તથા વૃંદાને લઇ મારાઓ મારવા આવતા ભાગીરથી સર્વને બચાવી લઇ જાય છે.

પ્રવેશ ૫ મો જેલખાનું—ઉન્મત્ત દિવાની દશામાં જેલખાનામાં કનકસીંહની દશા અને સમયની બલીહારી સંબંધી સજ્જડ

ઉદ્ગાર. કેસરીનો પદ સંચાર,—કનક—કેસરી વચ્ચેનો અંતીમ સંવાદ, કેસરી કનકને પોતાનું મસ્તક નમાવી શરણે થવા હુકમ પાડે છે, ત્યારે કનકસીંહ એક અવીનાશી સીવાય અન્ય કોઇને પણ કનકસીંહનું મસ્તક નમશેજ નહી એવો જવાબ વાળે છે. જેથી ગુસ્સે થઇ કેસરી તેને એકદમ કતલ કરવાનો કુરસીંહને હુકમ કરે છે. દરમ્યાન કુસુમ કલ્યાણસિંહ વીગેરે આવી પહોંચી કેસરીને કેદ કરે છે. ટેબલો.

પ્રવેશ ૬ ઠો ચપળાનું મહાન—હીરોરની રાહ જોતી કુંતલાના વિરહોદ્ગાર-હીરોર-કુંતલાનો રમુજી પ્રણય મીલાપ-ચપળેલેટ વાંચતાં ત્વરીતાં કીર્તીચંદ્રનું આગમનતે દ્વારા પિતાના મરણના ખબરોને પામવું-પિતા પાછળ પ્રાણ વીસર્જન કરતો હીરોર અને હીરોર પાછળ પ્રાણાર્પણ કરતી કુંતલાને જોઇ ચપળાને ઉપજેલી ગભરામણ-ચમત્કાર કીર્તીચંદ્ર એક યુક્તિ અજમાવી હીરોર કુંતલાના પ્રાણ બચાવે છે. અને ઉભયના હસ્તમીલાપ સાથે કીર્તીચંદ્રનું "પતિભીનાટ્ય પુરાણોનું" પારાયણ સમાપ્ત થાય છે.

પ્રવેશ ૭ મો રાજદરબાર—કુમાર કુસુમસીંહને રાજ્યાસનપર બેસાડી પ્રજાજનોને રાજા પ્રજાની ફરજ સમજાવી. આ અસાર સંસારથી કંટાળેલો કનકસીંહ સન્યાસ લઇ જવા નીકળે છે કુસુમ કુમાર કેદીઓનો ન્યાય થતા સુધી તેને રોકે છે પીતાના હાજરીમાં કુસુમ કેદીઓને ન્યાય કરે છે કેટીલ્લસીંહને દેહાંત દંડની સજા ફરમાવવામાં આવતા તેના અંતઃકરણના અપાર પશ્ચાતાપના શબ્દો સાથે કળાવતી રજુ થાય છે. અને પ્રાણેશને વીનવી પીતાની સજાની ક્ષમા મા-

પામે છે. બાદ કેસરીને હારામહની ખબર ફરમાવતાં તે અહંકારી રાજા કટર ખાઇ આત્મઘાત કરી મરવા તઇયાર થાય છે. દરમ્યાન તેના પીતાનું રૂહ અંતરિક્ષે જણાવતાં તેના પ્રભાવે કેસરીને પોતાના દુષ્ટ કાર્યોનું ભાન થવાથી અપાર પશ્ચાતાપ સાથે પિતાની અસદ્ગતી ટાળવા માટે કુમાર કંવરતસીંહને પોતાની કુંદનપુરની ગાદી સોંપી મેઘાબાઇ કનકસીંહ સાથે નિમિષારણ્યમાં તપ આરંભવા નિશ્ચય કરે છે. દરમ્યાન ભાગીરથી, ભાનુમતિ તથા કુમાર કીરતીસીંહને અને વંદા દાસી સાથે હાજર થાય છે તેમને જોઇ સર્વના અંતરમાં હર્ષ થાય છે બાદ પ્રધાન કિરિટસીંહ પણ ભવિષ્યમાં જીવન પ્રભુ ભક્તીમાં ગાળવાની ઇચ્છાથી કુસુમ કુમારના હસ્તમાં કુમારી કળાવતીનો હસ્ત સોંપી વનવાસી સન્યાસી થવા તઇયાર થાય છે. કનકસીંહને તેની સેવાની કદર કરી મુખ્ય પ્રધાન પદ તથા ગુંદાના વંશજોને રાજ તિલકની સત્તા સોંપવા સાથે કુસુમ કળાના હસ્ત મેળાપ સાથે અમારા આ નાટક પ્રયોગની સમાપ્તિ થાય છે.

**શાન્તિ ! શાન્તિ ! શાન્તિ !**



# કનક-કેશરી નાટકના મુખ્ય પાત્રો.

## પુરૂષ પાત્રો.

કનકસિંહ...કુસુમપુરના મહારાજા.
કુસુમસિંહ...કનકસિંહની જુની રાણીનો કુમાર; કુસુમપુરનો યુવરાજ
કીર્તિસિંહ...કનકસિંહની નવી રાણીનો કુમાર.
કેશરીસિંહ. કુંદનપુરનો રાજા, કનકસિંહનો સગો ભાઇ
કૌટિલ્યસિંહ...કુસુમપુરનો મુખ્ય મંત્રી.
કલ્યાણસિંહ...કનકસિંહનો વફાદાર સરદાર.
ક્રુરસિંહ...કુંદનપુરનો પ્રધાન.
કિશોર...ક્રુરસિંહનો પ્રધાન,
ચક્રમસિંહ...કુંદનપુરનો એક્ટીંગ કોટવાલ
સીહલજી...કુંદનપુરનો નિવાસી, એક પૈસાદાર ખવાસ અવળી
કેળવણીથી બનેલો નકલી સુધારાનો સાથી પાછળથી
ચપલાનો થએલો પતિ,

## સ્ત્રી પાત્રો.

ભાનુમતિ...કનકસિંહની નવી રાણી, કુમાર કીર્તિસિંહની સગી માતા
ભાગીરથી, કેશરીસિંહની રાણી.
કળાવતી...કૌટિલ્યસિંહની કુમારી, અને કુસુમકુમારની પ્રણયિની
ચપલા......એક વિધવા ખવાસણ, પાછળથી બનેલી સિંહલજીની સ્ત્રી
કુંતલા......ચપલાની વિદુષી કન્યા.

તદુપરાંત-સાહેલીઓ કંચનીઓ નાયકાઓ વિગેરે

સ્થળ—કુસુમપુર, કુંદનપુર. વિરામપુર નિમિષારણ્ય અને તેની
નિકટનો પ્રદેશ.

# કનક-કેશરી નાટકના ગાયનો.

## નાન્દી—મંગળાચરણ

બાળાઓ— ૧

વંદુ વિમળ વિશ્રામ
જયશ્રીરામ, જયલલામ, રાઘવરામ પરશુરામ
ન્યારી ન્યારી કૃતિ નીરખી શ્યામ......વંદુ૦
નભ, નગ, નદ, નક્ષત્ર નામ
[illegible] વારિધિ વિમળધામ
અજર અમર હર જગધર હર હર પ્યારા અભિરામ...વંદુ૦

કુંવરીઓ— ૨

નીરે નીધધમ પધમન પરે ગરે રેગ ધધનીમ
પધગમ પરે ગરે નીસા........
સાનીધનીને સાનીધનીરે ગપરે ગપ
ધનીધપગરે સાનીસા
તનન તનન દીમ નાદીર દીર દીર દીમ દીમ નત નત તન તન
દારે દારે દીમધે તનદનધે તન નાદી દીલીમ
કીર્તિ કમલ પ્રફુલ્લ રહો ચારુચંદ્ર શીત કરો
નેક ટેક નૃપવર શક્તિ દિન પ્રતિદિન દ્વિગુણી હો
ગેતીર કીટ તકતા કધા ગગ દીન નગ ધતા ગીન તરાનધ
દીના કીટીત ગેતીર કદતક તકોટધ—(૨)

સાહ્યમતિ— ૩

પિયુજી આવ્યા પ્યારા પધાર્યા પ્રેમળ
અંતરના લાલ રસિક રસીલા રસાગ......પિયુજી૦

વસંત વિકાસે વ્હાલા વિરહી વિહરીયા
આવો દેવાના, હેતે હિંચેકું હું બાલ...પિયુજી૦
કામની વિરહની કહું કંઇ વધુંથી
પ્રણમુ પાયે પડું પ્રિયતમજી બાલ........પિયુજી૦

કનક આલુ— ૪

કનક—" રાણી તું મ્હારી છે પ્યારી સુખકારી સન્નારી
મોરી ગુલરાણી ગુલજાર
આલુ—" છોડોજી હાથ મુજ સાથ તમે એવી વાત
બીજીને બતાવો પ્યાર—"...રાણી૦
કનક—" ના રીસાવો રાણી આવો "
આલુ—" દુર જાઓ ના સતાવો. "
કનક—" રાણી મુજાણુ માનિની માન "
આલુ—" જી ન જાવો.........રાણી૦
આલુ—" જાઓ જીવન મન મુંઝાવે
છોડી દો મચકારો જાવે "
કનક—" જાઓ જીવન મન મુંઝાવે
તો ન પડશે ફરીથી પાવે "
આલુ—" ના જાઓ જીઆવો, રીઝાવો મનાવો
આતમહારા દીલદાર "...રાણી૦

રૂપલા ૫

હારે કોને કહેવી વિધવાની આવી વિપતિ
વિધવાની વિપતિ વિધવાને વિપતી......હારે કોને૦
વિધવા વનિતા વિહારી વિનાની
સ્વામિ વિનાની જાણ્યા જીંદગાની......હારે કોને

વિરહીની પલ પલ જુગ સમ જાયે
અંતર પ્રિય વીણુ અતિ ગભરાયે
તનમાં મનમાં લગી લાહ્ય હાય પ્રજળે કાયા...પિયુ૦
શરદ ચંદ્રિકા સુહાય શુભ કેવી ખીલી
વળી વનવાટિકામાં વૃક્ષલતા કેવી ખીલી
મૃદુ યૌવનની બહાર કેવી ખીલી-વિરહીની પલ

કળાને સાહેલીઓ— ૧૦

સા-"વાહ વાહ નાનકડી નાજુક નાર
શરમાતી ના ચાલી આ સાહેલી"
ક-"જોઓ સતાવો નહિં નાહક બનાવો
જાણી જાણી ફરો અહિંથી વ્હેલી"
સા-"આવે રસીક વર જો અલબેલી
મીટ માંડી રહી જ્યાં મદ ઘેલી"
ક-"પથ્થર પ્રતિમા સમી જણાઓ
નાહક શાને મ્હને બનાવો"
સા-"જાણી રંગીલી રસીલી છબીલી"
ક-"વૃથા શાને બનાવો સાહેલી"......વાહ વાહ૦

કુસુમ— ૧૧

પ્રાણથી પ્યારી, સરલસારી, મૃદુસુરલી,
જીગરે જડી ગઇ, જડી ગઇ હાં—"

કળા—"અલબેલા આમ આવો, રસીલાજી રીઝાવો
મારા અણમોલી માલાવો, ઉર્મિ અંતરની છલકાવો
સ્વાતિક જળ વિણુ ચાતક જેમ હું તલપું છું
પ્રિય પ્રાણ વિના—"

કુ૦—"કુરબાન સદા નિજ પ્રાણ કરે,
પ્રણય પ્રણયિની પરેજ મરે"

કુંતલા— ૧૨

જંગ જોબનનો જાલીમ જમાવું હું
મન મોહનને માનથી મનાવું હું
પ્યારા પંખીજી પ્રેમ પિંજરે પુરી દઉં
મારી નયન બાણ એ અજાણ્યાને વિંધી દઉં
ઝુલું હું ઝુલાવું યૌવનનો બ્હાર હું—જંગ૦

કુંતલા— ૧૩

મળજો જરૂર માણીશું મોહન મારા
પ્રેમી પંખીજી પ્રેમ કુંજમાં પ્યારા......મળજો૦
આનંદ આનંદ આજ અતિ મ્હારે
પ્રેમ અમૃત રસ રેલીએ પ્યારા—"

કીશોર—શોભાવી લાલને લેતી તું લલનારે
પ્યારી પંખિણી તેં પ્રેમબાણુ માર્યાં" મળજો૦

૧૪

ચપલા—ગેટ આઉટ ગમાર, ચાલ લુચ્ચા મકાર;
વ્યભીચાર કરનારને ધિક્કાર છે,

સાંઈલજી—"આહ એમ જેન્ટલમેન જુઠ્ઠા બોલે છે વેણુ,
લાયબલ કેસ કોરટે જનાર છે............ગેટ—
સુરત સુંદર છે, બંદા વીર નર છે, "

ચપલા—"શું શું તું નર છે? ના ના બર્બર છે.
બુરા કામી કુકર્મી ધિક્કાર છે.

સાં૦—" બંદા તારા માથાના સરદાર છે"...ગેટ.

કેશરીને તેનું સૈન્ય— ૧૫

હાં જંગી વીરો શત્રુને ચોતરફ ઘેરો
લશ્કરને આગળથી ઘેરો ધારીને સંગ્રામે સર્વને હણો
સમશેરો જોરદાર ચમકાવો તેજદાર
દુશ્મનનો કારભાર મીલાવો ખાકસાર—હાં જંગી૦
દેખાડો જોર શત્રુઓ ગોર ગોર
હરમાવી શત્રુ દોર જમાવો જંગી જોર—હાં જંગી૦

## અંક પહેલો સમાપ્ત

# અંક બીજો.

ચારુમતી ૧૬

ભયંકર ભવરણ ભીતિ પ્રદ ભાસે
રાજ નિવાસી થઈ હું વનવાસી
થાય શુન્ય આ હૃદય દુઃખથી તવાય
વિધીએ કેવા કીધી ઘવા સુખ ન્યારા
વિપતિઓ પ્રભુ ક્યારે ટળે!
જીવન ખારૂં લાગે પ્રિયતમ વિણ હવે—

કનક— ૧૭

પ્રભુથી પ્રાપ્તિ સુખની જ્યાં ત્યાં પણ દુઃખની ઘડી
વિવાહોત્સવ થતા જ્યાં ત્યાં જણાવે મૃત્યુની ઘડી
આવતી આફત વીર મરદપર
નામરદો પર આફત ક્યાંથી!
ચોટ ખરાબી મર્દીજન ઉપર
કંજુસ જન પર જહેમત ક્યાંથી?

કિશોર—"દીપકશી દીપતી હારા હું પતંગ પ્રાણી છું.
પ્રિયા તું બંસરી ને હું કુરંગ પ્રાણી છુ
કુંતલા—નહિજી નાથ તમે નરવર હું નારી છું
પ્રભુસમ પ્રાણ તમે પામર હું નારી છું
વાહજી દીલદાર વાહ વાહ—
કિશોર—માધુરી મુરલી તું હું પતંગ પ્રાણી છું,
દેવી તું દેવીહારા હું મનુજ પ્રાણી છું
કુંતલા—પિયુ પોપટ તમે પ્રિય પ્રાણ શુકા નારી છું.
દયાના દેવ તમે એ દેવની હું નારી છું.
કિશોર—વાહજી ગુલઝાર વાહવાહ—ઠીક
કળા— ૨૨
જીવન વિશ્રામ હશે, એવી નકામી વાત વિસારી
કદીસુખ તો કદી દુઃખ છે. વિરંચીના કૃતિ ન્યારી
કિ૦—કળા પ્યારી પ્રિયા મારી ખરે તારી કળા ન્યારી
મૃદુ મૂર્તિ મનોહારા મને કીધો તેં આભારી
કળા૦—ન બોલો નાથ એ વેણુ ભરોભરની હું દાસી છું
પ્રભુ પ્રિય પ્રાણ મ્હારા આ પ્રભુની હું ઉપાસી છું

## અંક ત્રીજો.

છંદ: ૨૩
પ્યારી પ્રમદાને પ્રભુજી બચાવોરે
સલુણી સતીને નહિ સતાવોરે—પ્યારી૦
ચંદ્રવદની ચારૂકાન્તિ ચતુરાને પ્રભુ બચાવોરે
સુંદરી સુભાગા સાચ અહા! પ્રિયપતિની છે અતિ પ્યારી૦

વાશગના—	૨૪

અજકે અજીબ મુગટ ઈંશા શાલ ઇનધા આરયું ઉમેદયુ
અલાહ મંજહી આહીન...અજકે.
મીઠડા કાગલ લાથ લકીયો પિરિયકે આયણુજી
કાગલ ચવિથો.
ખીર ખડયું કયોં વેધા શાલવેંધા આરયું ઉમેદયુ
અલાહમજ આહી...અજકે
હીનત રૂકતેરતીથીઓ રાજિ ધરત
તુઇજે તે કરી આધોરાજિ.
સુરશંગ્યો કયોં શાલ વેંધા આરયું
ઉમેદયું અલાહ મંજ આહીન.

સોહની-ચપલા—	૨૫

ચાલો ચાલો ચપલા રસીક રમાવર પુજું પાય તમારા
માનસ સરનાં રાજ હંસ થઇ મુક્તા ફળને ચરશો.
હેત હૃદય વસનારાં મહારા——ચાલો૦
સીં૦—ધન્ય દીવસ છે આજ અમારો
અ૦—પ્રેમી પતિ અબળાને તારો
સેવા સ્વીકારીને પાપ નિવારો
સીં૦—નિશદિન ચાહુ પ્રાણુ———ચાલો૦

કેશરી—	૨૬

આજ ગઇ વિપત્તિઓ વણુમાઇ
કર્મ ગતિ મહારી ન્યારી નયારી પ્યારી પ્યારી
છગ બળથી કીધીજ સવાઇ
ઉરના ઉમેદ પુરી કીધી કળબળમાં

ક્રીત; દીપ્તી, શક્તિ, ને શ્રી મળી ગઇ અમાપ
વિજયની વધાઇ આજ૦

કુસુમ—

૨૭

દશા થઈ આ શી પ્રભુ મ્હારી
અલગ થઇ અલબેલી પ્યારી
કળા થઇ ગઇ શશીથી ન્યારી
થયો ક્રુર આથી વિધી શું કામ ?
વિધાતા તુજ કૃતિ છે ન્યારી થઇ ખ્વારી...દશા૦
જગધર જગધર તું છે પાલક ટાળક સૌનો
મુજપર કર દયા, વિભુવર કરતું મયા, દીનદાસ આ
વિશ્વધાર, વિશ્વધાર, વિશ્વમાં વશી રહેનાર...દશા૦

ભાનુ

૨૮

ક્યાં મળે પ્રાણ જીવન પ્યારા
ધરણીએ સુત ક્યાં છે મ્હારા
પ્રભુ ભક્ત વત્સલ કાં બિરદ ચુકો
પદ ધર્મ ધુરંધર કાં ધર્મ ચુકો
સ્વામી સુત મેળાવો મ્હારા—ક્યાં૦

કનક—

૨૯

જીવન પલટાઇ જવાનું ખરે અંતે ખરી જાવું
એથી બ્હેતર છે કે આખર કે લડાઇમાં મરી જાવું
કલેવર ખાકથી નિપજ્યું ખરેખર ખાક થાવાનું
વીરાગી રાગી કે ભોગી ભલા શું હાને જવાનું
વેરાગનીમાં પ્રજળવું એ ખરેખર હોળીમાં બળવું
ટીલી કાળી લઇ ફરવું ભલું એથી આધીક મરવું

કુંતલા— ૩૦

છોડો છોડો પિયુજી કર છોડો

શરમાવો ના ભોળી નાર

કિ૦—" અલબેલી રંગીલા તું છે પ્યારી "

કુ૦—" છે ન્યારી પ્રિત તમારી છોડોજી દીલદારી

વિલાસી, હુલાસી, લાલાજી, બમૌજી—છોડો—

કિ૦—મીઠી મુર્તિ આ ત્હારા હસી ગઇ દીલમાં

વસી તન મનમાં"

કું૦—" તન અતિ છલકાય મનમલકાય અંતર માંહ્ય

કંપ કંઇ થાય, મદન વ્યથાય—છોડો૦

સીંહલ ચપલા અને કિશોર કુંતલા—૩૧

થઇ ગઇ સઉની શાદી થાતી મટી બરબાદી

આતો બની આબાદી ઇચ્છા પુરી થઇ છે આજ

ઠીક જોડી મળી હાં પ્રણુય કળી ખીલી

નાચો ગાવો આવો ધુમ મચાવો ને આપસમાં આજ

સર્વે— ૩૨

વિજય જય જય વિશ્વે વરત્યો

ક્ષત્રિ કુળ માર્તંડ પ્રગટયો

શ્રી પતિ શ્રીહાર કરજ્યો

કિરતાર, પાલનહાર, ગુણ આગાર. સૌ સુખ સારતું

તુંહી જ્યોતિતું વિભુતિ વિશ્વમુર્તિ પ્રાણ પ્યારા

સર્વ સાક્ષી સૌથી ન્યારા—વિજય૦

શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

# જાહેર ખબર.

અમારી કંપનીના નીચલા નાટકોના ગાયનોની ચોપડીઓ જ્યાં અમારો મુકામ હશે ત્યાંથી રોકડી કિંમતે મંગાવ્યાથી મળશે.

| ચોપડીનું નામ | કિંમત | ચોપડીનું નામ | કિંમત |
| --- | --- | --- | --- |
| બિલ્વમંગળ ઉર્ફે સૂરદાસ | ૦—૩—૦ | માતૃપીતૃ ભક્ત પુંડળીક | ૦—૩— |
| શ્રી ભક્તિવિજય | ૦—૩—૦ | વિશ્વ પ્રેમીકલાપી | ૦—૩—૦ |
| સુરેખા હરણ ... | ૦—૩—૦ | અમર લક્ષ્મી ... | ૦—૩—૦ |
| નાગર ભક્ત ... | ૦—૩—૦ | પીપાભગત ... | ૦—૩—૦ |
| નીલમ માણેક ... | ૦—૩—૦ | હોથલ પદમણી | ૦—૩—૦ |
| યોગકન્યા ... ... | ૦—૩—૦ | જેસલ તોરલ ... | ૦—૩—૦ |
| મનહરમેના ... | ૦—૩—૦ | બીરબલ બાદશાહ | ૦—૩ |
| મહાશ્વેતા-કાદમ્બરી | ૦—૩—૦ | પ્રવિણ સાગર ... | ૦—૩ |
| જોહરે શમશીર | ૦—૩—૦ | રાજ લીલા ... | ૦—૩ |
| શ્રી જયમતી ... | ૦—૩—૦ | મહારાજા શાંતનુ | ૦—૩— |
| ઉર્વશી—પુરૂરવા | ૦—૩—૦ | માલવિકાગ્નિમિત્ર | ૦—૩— |
| કનક કેશરી | ૦—૩—૦ | સ્વામીભક્ત સામાન્ત યા વીર દુર્ગાદાસ ... | ૦—૩— |

**વિઠ્ઠલદાસ હેમજીભાઇ ભાવનગરવાળા.**

શ્રી વિ. નૈ. ના. સમાજ.